# વલ્લવકૃતકાવ્ય.

વ્યાસ વલ્લવરામ સૂરજરામની બનાવેલી.

છપાવી પ્રસિદ્ધ

કરનાર.

ચુનીલાલ મગનલાલ.

તથા

ભોગીલાલ રેવાદાસ.

## અમદાવાદ.

અમદાવાદ સમાચાર પ્રેસમાં લલુભાઈ સુરચંદે

છાપી.

સંવત ૧૯૩૦—સન ૧૮૭૪

કીંમત ૫ આના

પરંપ્રિય મિત્ર પ્રાણલાલ રણછોડદાસ.



આપ મારા ઘણા જુના અને

જીવજાન મિત્રછો.

અને

આપ મારા કલ્યાણાર્થે ઘણી કાળજી રાખોછો

તેથી

આપણ બંનેના સ્નેહ કેવો છે

તે દરશાવવા

હું આ લઘુગ્રંથમાં મારી સાથે આપનું

અમુલ્ય નામ જોડુંછું.



અમદાવાદ. તા૦ ૨૮ મી

આગષ્ટ સન ૧૮૭૪.

Chunilal Maganlal

# જાહેરખબર.

આપવામાં આવે છે કે આ લઘુગ્રંથ જે સાહેબો- ની રાખવાની ખુશી હોય તેને નીચે લખેલે ઠેકાણેથી મ- ળશે. જોઈએ તેમણે રોકડી કીમતે મંગાવી લેવા ટપાલ ખરચના એક આનો જાદે મોકલવો. દશથી વધારે રા- ખનારને ખાસ કમીશન આપવામાં આવશે.

અમદાવાદમાં આકાશેઠના કુવાની પોળમાં ચુની- લાલ મગનલાલને ઘેરથી મળશે.

(સહી.) પ્રસિદ્ધ કર્તા.

# वल्लभकृतकाव्य



## ગણપતિનીસ્તુતિ લાવણી. ૧

શ્રી ગણપતી ગણેશ પાએ લાગું પાએ લાગું,
કરગરીને આજ લાજ હું માગુ. ૧
કરૂં વીનતી તાહારી જાઉં બલીહારી, જાઉં બલીહારી,
કૃપા કરો માહારાજ વિનંતિ માહારી. ૨
નથી કરયું અભિમાન સાન આપોને, સાન આપોને,
આ માધવજીનાબાળ દુઃખ કાપોને. ૩
લાભ લક્ષ કુમાર સુધ બુધ નારી, સુધ બુધ નારી,
કરજો તમે સહાય વિનંતી મારી. ૪
કહે છે ચુનીલાલ ચિત બહુ ધરજો, ચિત બહુ ધરજો,
અહો વલભરામ વિંનતિ કરજો. ૫

## ભદ્રકાળીની લાવણી ૨

રાગ ટીલાનો

ધન્ય ધન્ય ભદ્ર કાળી, મેં જોયાં નજરે ભાળી,
એ ત્રણ દરવાજા વાળી, મેં કર્યાં દરશન;
જેની શોભાનો નહી પાર, દરશન કરે નર નાર,

દીસે ભદ્ર ભયંકાર, હું થયો પરસન, ૧
સૌ જાજો ભદ્રને દેરે, લોક શ્રીકૃષ્ણ વધેરે,
માતા સણગાર પેરે, શોભા છે રૂડી;
અંબાયા રૂપે કાળી, જગતની દીન દયાળી,
કંઠે ગજરા નાકે વાળી, એને હાથે ચુડી. ૨
હું જોવા ગયો ચાલી, મા ઉભી ખડગ ઝાલી,
એણે હાંસડી તુળશી ઘાલી, પેર્યાં ચીર ચોળી;
સૌ જોવા જાજો સાથે, ઘુઘરી પુંચા બાંધી હાથે,
શોભે મુગટ માથે, એવી ભદ્ર ભોળી. ૩
માને સણગાર ચડયા છે, પુંઠે તકતા જડયા છે,
દ્વાર પીતળે મઢ્યાં છે, દેવી છે સનમુખ;
જોતા અકલ થઈ જાય ગાંડી, મેં જોયું નજર માંડી,
અંદર લટકે છે હાંડી, બહાર એક ઝમરૂખ. ૪
ત્યાં થાય ઘંટ ધમકો, માનો વાગે ઝાંઝર ઝમકો,
ત્યાં ભકત કરેછે ઠમકો, સૌ સેવક જાચે;
ઘણા ભકત ધરતા ધ્યાન, વંઝા માગેરે સંતાન,
ગુનેગાર પકડે કાન, અને થેઈ થેઈ નાચે. ૫
ત્યાં ગાદિ ઘણા દૂરે, આઓ દીન પેરા ભરે.
ખુબ રીતે ચોકી કરે, આખી રાત જાગે;
હું અંબાયાને માનું, એનું નથી કાંઈ છાનું,

કાળી પુંઠે દેખાનું, ત્યાં બેડા ચે વાગે. ૬
ઉપર ચડી આળ છે ડેક, ગાદિ બેસક ઠેક,
સાજ પડે પાપ પ્રેક, ત્યાં હાજરી સછે;
સુકરવારે ચેકા ચોક, રવીવારે ટળે શોક,
સાંજે જાય જાત લોક, તે ત્યાં ઉભા રહેછે. ૭
અમદાવાદ સારૂ શેહેર, અંબાંમા કરજો મેહેર,
સૌને પાપ લીજા સેહેર, એટલું માગું;
કહેછે વલ્લભ સુરજરામ, જીસેરાયપુરમાં મુકામ,
પખાલીની પોળમાં ઠામ, હું પાય લાગુ. ૮

## અંબાજીની લાવણી ૩

ધન્ય ધન્ય અંબા માતા, તારા ગુણ સરવે ગાતા,
કરી ભકતને સુખસાતા, તે જોઈ હરખાં;
અમદાવાદ ઝકમ ઝોળ, મોટી કાળુપરની ઓળ,
ત્યા ધનાસુતારની પોળ, તે મધ્યે વરખા. ૧
તારી ગતી છે અપાર, કાંઈ ખામી નહી લગાર,
આવવા જવાનાં બે દ્વાર, તે જોઈ સારૂં લાગે;
ત્યાં મોટા દ્વારનો ઘાટ, અંદર માંડી એક પાટ,
બેસવા લોકોને માટ, ત્યાં ઘંટ વાગે. ૨
ત્યાં હાંડી લટકે ઘણી, પછી જઈએ માતા ભણી,
શોભા શી કહું તે તણી, બહુ ચિનાઈ ખાનું;

ત્યાં આવે લોકનાં ટોળાં, લટકે ચિનાઈના ગોખા,
માના ચળકે નેત્ર ડોળા, એને સાચી માનું, ૩
છે શોભાનો વિવેક, ગોટુ ઘડીઆળ એક,
પણ ભાગ્યું છે છેક, તે ચાલે નહીં;
મને નીરખવાનાં ટેવ, ત્યાં દીઠી ત્રણ સેવ,
હનુમાન બહુચરને મહાદેવ, તે મંડપ મહી. ૪
માને સાળુ શોભે લાલ, માથે મુગટનો તાલ,
બે હીરા છે બે ગાલ, એક દાઢિયે થોભે;
હવે બાજુ બંધ બજોડા, માને કાને છે અકોટા,
બીજા મોતીના હાર મોટા, તે રૂદે શોભે. ૫
માને ચોળી શોભે સારી, વાંસે ઢાલ તરવાર ન્યારી,
માના ઝાંઝરની બલિહારી, એ એન રૂડો;
આગળ પાવડી છે સાર, માને ઘણા છે સણગાર,
મોડું કહેતાં નાવે પાર, હાથે ચળકે ચુડો. ૬
એને શોભે સો પટકૂળ, માનું સ્થાનક એ મુળ,
એક લાંબુ ત્રીશુળ, બે દીવા બળે;
આવે લોકની ત્યાં ધાડ, દરશન કરતા થાએ રાડ,
માટે લાકડાની આડ, બહુ જોવા મળે. ૭
અમદાવાદ સારૂં શેહેર, અંબામા કરજો મેહેર,
સૌને થાય લીલા લેહેર, એટલું માગું;

કહેછે વલ્લભ સુરજરામ, જીહ્લે રાપપુરમાં મુકામ,
પખાલીની પોળમાં ઠામ, હું પાપ બાગ્યું. ૮

## છબીલા હનુમાનની લાવણી. ૪

છબીલા હનુમાન મહારાજે, તારી આગળ ઘંટ વાજે,
વસ્યા રાપપુરને દરવાજે, શોભા છે સારી;
હું જોઈને ખુશી હુવો, સરવે ભગત શોભા જુવો,
પાસે પથરનો કુવો, પાણી ભરે નારી. ૧
એ કરે ભગતની રક્ષા, મેં પારખુ જોયું પ્રતક્ષ,
ઉપર પીપળાનું વૃક્ષ, પાના ખડખડે;
એવા છે હનુમાન, જેને રામચંદ્રનું ધ્યાન,
ઉપર લાલ છે નીશાન, તે ફડફડે. ૨
જેની શોભાનો નહીં પાર, પહેલા થાંભલા ચાર,
એક જાળી વાળુ દ્વાર, બારણાં લાકડાનાં;
સૌ દુનિયા જોઈને મોહોતી, અખંડ બળે દીપક જ્યોતી,
પગ નીચે છે પનોતી, હાર આકડાના. ૩
શનીવારે વાજાં વગડાવે, લોક લાડ ઘણા લડાવે,
તેલ શીંદુર ચડાવે, સૌ ફેરવે માળા;
ઘણા ભગતે ધ્યાન ધરીયાં, દેરામાં ચિતર ચિતરિયાં,
તેમાં રંગ ઝાઝા ભરીયા, ધોળાપીળા કાળા. ૪
એમાં દરશન કરવા જાજો, અંતરમાં ખુશી થાજો,

આ ગુણ સરવે ગાજો, એટલું માગું;
કહે છે વલભ સુરજરામ, જીહેરે રાયપુરમાં મુકામ,
પખાલીની પોળમાં ઠામ, હું પાય લાગું. ૫

## બોડાણાની લાવણી. ૫

પ્રભુ દ્વારકાથી આવ્યા, બોડાણા તેડી લાવ્યા,
એ ભક્તોને મન ભાવ્યા, થાય સફળ સુખી;
બોડાણાએ તુળશી વાવી, ઉભા દ્વારકાં આવી,
એણે પ્રભુને રીઝાવી, શીતેર વર્ષ સુધી. ૧
ત્યારે પ્રભુ પ્રસન્ન થયા, દરશન દેઈ ઉભા રહ્યા,
એવી ઘણી કીધી દયા, પુછે નંદલાલો;
બોડાણે જોડ્યા હાથ, હરી સમજો અંતર સાથ,
અહો વૈકુંઠના નાથ, મારે ઘેર ચાલો. ૨
ત્યારે પ્રભુ થયા તૈયાર, મંદીરમાંથી નીકળ્યા બાર,
જવાનો કર્યો વિચાર, બહુ ચિંતામાં પેઠા;
ત્યારે ભગત ચાલ્યો દોડી, એ બળદ લાવ્યા છોડી,
ભાગેલી ગાડી જોડી, તેમાં હરી બેઠા. ૩
એતો દ્વારકાનો રાણો, અતી ગુણવંત શાણો,
હાંકવા બેઠો બોડાણો, ત્યાંથી ચાલ્યા ગયા;
એટલે કાળે જાણી વાત, સૌ ઉઠ્યા રાતો રાત,
કરવા બોડાણાની ઘાત, સૌ રીસે થયા. ૪

આગળ જાય મધુસુદન, આવ્યું ખાખરીયું વન,
ઉતર્યા ખાવા પવન, ત્યાં કૌતક દીઠું;
ઉભા રહ્યા દીનદયાળ, પયર ઉપર શ્રી ગોપાળ,
ઝાલ્યું લીંબડાનું ડાળ, તે થયું મીઠું. ૫
પછી બે ઘડી થઈ વાર, ત્યારે આવ્યા જુગદાધાર,
પેઠા ગામમાં મોરાર, કાબા કેડે પડ્યા;
એવે દીઠુ ગોમતી જળ, મહી શોભે છે કમળ,
એ સરોવર નિર્મળ, તેમાં સંતઈ બેઠા. ૬
એવે દ્વારકાં શું થાય, લોક જાગી ઉઠ્યું ત્યાંય,
જુઓ પડી ગામ માંય, સૌ દેરામાં જુવે;
કર્યો ગુગળીએ તપાસ, સૌ થયા નીસવાસ,
ક્યાં ગયા અવીનાશ, એમ કહી રૂવે. ૭
થયો ગામમાં બકોર, દેરા ઉપર રોપ્યા મોહર,
એવો કીયો મળ્યો ચોર, કે ગયા ભગવાન;
સુંભ થયા ડુંગર પહાડ, જીવ માંજે કીધી રાડ,
હાલે નહી નથ ઝાડ, જાણે લાગે સમશાન. ૮
કાબા ગયા ડાકોર ગામ, જોવા લાગ્યા ઠામોઠામ,
ક્યાં છુપાયા સુંદિરશામ, મારા મોરારી;
ભાઈ હવે કરીશું કેમ, નક્કી રણિએ કુશળખેમ,
પડ્યો ગોમતીમાં વહેમ, તેમા બરછી મારી. ૯

આવ્યા બેઠા છે મોરાર, ખરછી વાગી લગાર,
નિકળી રૂધીરની ધાર, પાણી લાલ થયું;
ગામ લોકે જાણી વાત, સૌ ઘસવા લાગ્યા હાથ,
આવ્યો લોકોનો સાથ, સૌ જોવા ગયું. ૧૦
લોકે કાબાને વાર્યાં, તમે બ્રાહ્મણોને માર્યાં,
કાઢી હરીને લોહીધારા, હવે જવા દ્યોને;
પ્રભુ નીકળે જળથી બહાર, એટલે તોળી જુવો ભાર,
જેટલા થાય શ્રી મોરાર, તેટલું સોનું લ્યોને. ૧૧
પછી પ્રભુ નીકળ્યા બહાર, બેઠા ત્રાજવામાં સાર,
થયો એક ફુલ ભાર, હુંશ ઉડી ગઈ;
બધો ટંટો નાખવો ટાળી, એવું વિચારે વનમાળી,
સામી મેલી સોવરણ વાળી, સવા વાલની થઈ. ૧૨
પછી લોકે હરીને આલ્યા, નમીને દેરામાં ઘાલ્યા,
કાબા આશા મેલી ચાલ્યા, પ્રભુ ત્યાં તો રહ્યા;
એવો નંદનો કીશોર, કામ કીધુ છે અઘોર,
ન ચાલ્યું કાબાનું જોર, એ દ્વારકાં ગયા. ૧૩
છે સારો ગુજરાત દેશ, કર્યો પ્રભુએ પ્રવેશ,
ટાળ્યાં પાપ લવલેશ, બહુ થયા પ્રસન;
ગામો ગામનું લોક જાય, ત્યાં મેળાઓ બહુ થાય,
ઘણી ભીડ ભરાય, સૌ કરે દરશન. ૧૪

ને પુનમે ત્યાં જાશે, અને ગોમતીમાં નહાશે,
તેને દ્વારકાંનું ફળ થાશે, હું સુખ માગું;
કહે છે વલભ સુરજરામ, અમદાવાદમાં મુકામ,
જલે રાયપુરમાં ઠામ, હું પાય લાગું. ૧૫

**નડીયાદના નારણદેવની લાવણી. ૬**

ધન્ય નારણદેવ મહારાજ, રાખો ભગતની લાજ,
મેં નજરે નીરખ્યા આજ, શોભા સારી;
કાપ્યાં ભગતનાં દુઃખ, ઉત્તર દીશામાં છે મુખ,
જોતાં થાય અતિ સુખ, જાઉં બલીહારી. ૧
જોવા પેઠો હું અંદર, ઘણું શોભીતું મંદર,
ગણશો પગથીઆ પંદર, દેરૂ બહુ ગાજે;
પહેલો દરવાજો છે એક, ઉપર મેડો છે છેક,
મે જોયો વિવેક, તેમાં નોબત વાજે. ૨
સ્થંભ ચૌદ જોયા સાર, તેની શોભાનો નહી પાર,
વચ્ચે પાટલા હારોહાર, દેવ છે સનમુખ;
ત્યાં જતાં કોઈ ન અટકે, દરસન કરે ચિત ચટકે,
સતાવીશ હાંડી લટકે, વચ્ચે એક ઝુમરૂખ. ૩
જોયું જાળી વાળુ દ્વાર, ત્યાં બે સુનાના છડીદાર,
ત્રણ દેવ દરબાર, જોવા પેઠો હું ઝટ;
સૌ જોઈને આનંદ પામ્યો, હું તો જોવા ઉભો સામો,

હવે પેર્યો જરીનો જામો, શોભે માથે મુગટટ. ૪
જોયા નંદનો શીરોરો, શોભે કંઠમાં કંઠેરો,
માથે મોતીનો તોરો, તે નીચે લળકે;
હાથે પેર્યા અછોડા, કાને કુંડળનો જોડો,
પગમાં સુનાનો તોડો, તે બહુ ઝળકે. ૫
દરશન કરે હરીજન, જેનાં માને ઝાઝું મન,
રૂપાનું છે શીંહાસન, ઘણી રૂડી મઝા;
સૌ જોજો નજરે ધારી, જમણું હાથ એક બારી,
ત્યાં ઓરડી છે સારી, તેમાં સુખસજ્જા. ૬
નારણદેવના બહુ ભગત, પ્રસન થાય છે જગત,
પંખા બાંધ્યા છે બમત, તેની દોરી ઝાંચે;
ઉપર જડી છે છાટ, કાચ જડ્યા ચોપાટ,
એક હીંડોળાખાટ, ત્યાં દેવ હીંચે. ૭
જેની શોભાનો નહી પાર, દરશન કરે નર નાર,
ભુલ નથી લગાર, જોવા જાજો;
જે જન પરભાતે નહાશે, અને નારાણ દેવમાં જાશે,
તેને દ્વારકાંનું ફળ થાશે, આ ગુણ ગાજો. ૮
નડીઆદ સારૂ શેહેર, સૌને થાય લીલા લેહેર,
પારણાં બંધાય ઘેરેઘેર, એટલું માગું;
કહે છે વલભ સુરજરામ, અમદાવાદમાં મુકામ,

એટલુ પાની મારૂ નામ, હું પાય લાગું. ૯

## સુરતની લાવણી ૭

સરત સુંગાની મહોર, સાત ગાઉ ભીંગપોર,
તેનું કામ છે ઓર, શોભા સારી;
ત્યાં ગાડી ઘોડા જાય, શ્રાવણમહીને સરતો થાય,
લાફ્રાન આરખ માંય, ખીલને નાખે મારી. ૧
પહેલી ઘોડદોડની ચોકી, ત્યાં શીપાઈ રાખે રોકી,
પૈસા લેછે ગાડી ઠોકી, પછી જાવા દેછે;
બીજો [illegible]ણીયાનો ઘાટ, ગાડીઉ ફાટાફાટ,
તે જાય જોવા માટ, તે ત્યાં ઊભા રહેછે. ૨
ગાડીવાળા જબરા જોય, ત્રીજો મુકામ પીપરોય,
ત્યાં થાય ગોદાગોદ, મારે મોની ડકર;
ત્યાં શોભા એવી હુઈ, કાચા ગોધા જાયે સુઈ,
ત્યારે આવે સકર કુઈ, પછી રૂણનું ચકર. ૩
છઠો બત્રીપલનો મુકામ, પછી બંગલીનો ઠામ,
તે દેખી આવે હામ, સૌ ખુશી રહેછે;
પછી ચોરઆંબલે જાય, એટલે સરત પૂરી થાય,
ત્યાંતો હરાય કે જીતાય, નાણું ગણી લે છે. ૪
પછી જાય ગામની મહી, ઊતરે ઊતારો હોય તહી,
હાકનાર પડે ઘેલો થઈ, ખુબ નરમ થાય છે;

બીજા સૌ બાળકો બ્રહ્મને જુવે, પાણી લેઈને હેણ ધુવે,
નવડાવે લુગડે લુવે, પછી દરીએ જાય છે. ૫
સૌ નહાવા જાય ખુશીથી, એટલે ઊડી જાય સુસ્તી,
દયા સુરા કરે કુસ્તી, એવો હરખ ચડે;
પછી દરીયામાં નહાય, ત્યારે હનુમાન જાય.
એને ઘીને ખીચડી ખાય, એવે સાંજ પડે. ૬
પછી ગાડીઓને છોડે, ધીરેધીરે બળદને જોડે,
વળતી વખત ન હોડે, સૌ ઘેર આવે;
પૈસા વાપરે થોકાથોક, કોઈના મનમાં નહી શોક,
શોખી સુરતના લોક, સારૂ ખાવું ભાવે. ૭
સુરત સારૂ શેહેર, સૌને કરજો લીલા લેહેર,
પારણાં બંધાય ઘેરઘેર, એટલું માગું;
કહે છે વલ્લભ સુરજરામ, અમદાવાદમાં મુકામ,
આટલું પાડી મારૂં નામ, હું પાય લાગું. ૮

## લાવણી. ૯

પ્રભુ ગીરીવરધારી, તારી મોરલી છે સારી,
તુજ ઊપર જાઊં બલીહારી, તારી સારી સીકલ;
તેં કંસ રાયને રોળ્યો, ગોવરધન પરવત તોળ્યો,
મગરને જળમાં બોળ્યો, એવું તારામાં બલ;

પ્રભુ છો ગોકુળના વાશી, તમે મારીપુતના મારી,
શાખી કંસ રાયની હાશી, એની તારી અકલ. પ્રભુ ૧
રાખ્યા પાંડવ ને પાસ, પરો અરજુનનો દાસ,
કર્યો કૌરવનો નાશ, એવો તુકળપીકલ,
ખાખા સવરીનાં બોર, તું છે નંદનો કીશોર,
તારૂ આવડું શું જોર, તારી ખુબ છે નકલ;
પ્રભુ રંગ રશીયો, હાથી મેલાવાને ધશીયો,
પ્રલાદને સ્થંભે વશીયો, કરે દુષ્ટને દપલ. પ્રભુ ૨
શુધનવાને ધારણા દીધી, તેં કઠા શીતલ કીધી,
વીદુરની ભાજી લીધી, કર્યો જનમ સફલ;
કાપ્યા ભગતના દુઃખ, તારૂ સુંદીર શામ મુખ,
કર સવીપાને શુખ, જનમ નકર અફલ;
તું છે સુંદીર શામ, કર ભગતનાં કામ,
કહે છે વલભરામ, મુખ પાપ પલ પલ; પ્રભુ. ૩

## લાવણી. ૯

હું પ્રભાતે જ્યાર થાતીતી, ગુણ ગોવીંદના ગાતીતી;
હું મથુરાંજાતીતી, મળ્યો નંદનો કીશોર;
આવ્યો ગોવરધન ધારી, એતો મોહન મોરારી,
મને કાંકલડી મારી, મારા ચીતડાનો ચોર;
એણે ચાપીરે ભૂગુઠી, મારી ચોળીની કસ તુટી;

માથેથી મટુકીફુટી, એવો નંદલાલો;
મને જાવા નવ દીધી, કૃષ્ણે કુદ્રષ્ટીન કીધી,
મારગમાં લુંટી લીધી, એસઘેના વાલો.
એ કપટીકહાન કાળો, એનો નારીનો છે ચાળો;
મારા મોની ખાધી ગાળો, એવો મોરારી;
નારી ને સંગ રહેછે, ભગતઅર્થ સવળો લેછે,
વ્યાસ વલભ મુખે કહેછે, સુખ થાય ભારી,

ગરબી. ૧૦

મારે ઘેર આવોને નંદલાલા. એ રાગ.

કે કંસરાયને કહેવા જ્યો કહાના, મારા ઘરમાં પેસોછો છાના;
કે કંસ રાયને કહેવા જ્યો કહાના; ટેક
છાનામાના ઘરમાં પેસીજાઓછો, માંખણ મારૂં લુંટીને ખાઓછો
છાશને દહીં ગોવાળને પાઓછો, કે કંસ. ૧
ગોકુળનાના લોક લેઈ જઈશું, કંસ ઘેર ફરીયાદી થઈશું;
મહીનુંરે મુલ ગણી ગણી લઈશું. કે કંસ. ૨
કાના મારે ઘેરથી તું જાને; ઘેર ઘેર માંખણ માગી ખાને,
વાલોહઈ્યાનો તું તારી માને, કે કંસ. ૩
નીત એવું કરેછે તું આવા, આજે તુને દેઊંનું જાવા;
અહવા શું તારા ઘરમાં નથી ખાવાં, કે કંસ. ૪
એવું સુણી વાહલા અંતરજામી, પછી નારી પસ્તાવો પામી;

એવો વાહલો વ્રજનો સ્વામી, કે કંસ. ૫

ગરબી ૧૧

એ રાગ

આલોરે મારા લાડકડા કાના; ભાઈના રોયે રોહો છાના,
આલોરે મારા લાડકડા કાહાના; ટેક

આલો બેટા ઘરમાં ખવડાવું; ઉનુ પાણી લઈ નવરાવું,
પછી તને માખણ ખવરાવું; આલો ૧

આવોરે છપ્પા ડોકા કમાડો; કનૈયા ભાઈને રમાડો,
આપુ પકવાન તે જમાડો, આલો. ૨

તને ફુલ દડી અલાવું, તારી કોટ કંઠી ઘલાવું,
પાએ ઘુઘરા બાંધી ચલાવું; આલો૦૩

આવોરે ભાઈ રોવું છોડાવું, મારા પ્યારા પારણે પોઢાવું,
ઉપર તુને અંબર ઓઢાવું, આલો. ૪

તને ખુશી દેખી ખુશી થાઊ, છાનારહો હું માતા મરી જાઊં,
વલભના સ્વામી હાલો ગાઊ, આલો. ૫

ગરબી ૧૨

ઊંઘો મારા હરી હાલોહાલો, બેટા તું બાપને બહુ હાલો;
ઊંઘો મારા હરી હાલો હાલો. ટેક

તને મળવા મામા આવશે, તેને બોળે રમવું ફાવશે,
તારે માટે ખાવાનું લાવશે; ઊંઘોમારા. ૧

તારી ફુઈ આવીન લાડશે, પાપાને વચકા બહુ કાઢશે
નાણું સઈને નામ પાડશે, ઊંઘો. ૨
બેટા તને હાર રહે આપી, રમાડવા આવશે ગામ ગોપી,
તેતો લાવશે આભલાં ટોપી, ઊંઘો મારા ૩
માશી લાવશે મોજડી કીશોરી, મળવા આવે મામી ગોરી,
તારા પારણાની તાણે દોરી, ઊંઘો મારા. ૪
સુવો ભાઈ પારણું ઝૂલાવું, લાડકડા ફુલડુ વધાવું,
વ્યાસ વલભ કહે ગુણ ગાઊં; ઊંઘો મારા. ૫

ગરબી ૧૩

બતાદે સોલુ પંનખ કીતની દૂર. એરાગ

જશોદા તોરે કનૈયે કપટ કીયા. ટેક.

બીન બોલે એ આયો કનૈયો.
ચુપ ચુપ બસ્તર લીયા. જસોદા. ૧
બસ્તર લેકે ઠાડે કદમ પેં,
ડાલે ડાલે બીંટ દીયા. જસોદા, ૨
નાથોડે અમનીકસી જલસેં;
બસ્તર બીન તબસેં જીયા. જસોદા. ૩
પાય પડી અમ જલમે ખડી.
જબ બસ્તર દીયા. જસોદા. ૪
વ્યાસ વલભકા નાથજી એસા.

રાધે પ્યારીકા પીયા. જસોદા. ૫

ગરબી ૧૪

સાહેલી જોને કાનુડે કામણ કીધાં, ટેક.

એરે કાનુડે બંસી બજાઇ, ચીતડાં ચોરી લીધાં; સાહેલી.

મહી વેચવા જતાં મુજને રોકી, ગોરસ મારાં પીધાં; સાહેલી.

મટુકા મટુકી કીધી ખાલી, વાસણ પાછાં દીધાં; સાહેલી.

ઉભો અગાડી બંસી વગાડી, કાળજાં મારાં વીંધ્યાં; સા.

કાળ ચડ્યો અમે આંખ દેખાડી,

જાગ્યો વલ્લભના સ્વામી સીધા; સાહેલી.

ગરબી ૧૫

સાહેલી મેંતો જોયો ગોવીંદ ગોપાળ. ટેક.

એરે ગોપાળો અતી લટકાળો; નંદ જસોદાનો બાળ, સા. ૧

ગોવરધન તોળ્યો બગાસુર રોળ્યો, કંસ મામાનો કાળ સા.

મારી માથી રાખી દાશી, એને વાલી ગોપીની ગાળ, સા. ૩

કાલે જમનાએ મેં દીઠો, ચડ્યોતો કદમની ડાળ. સા ૪

વ્યાસ વલ્લભનો નાથ બીહારી, જગતનો દીનદયાળ, સ.

લટક ત્રણ કડકે.

ગરબી ૧૬

મોહન મારે મહેલ તમે શીદ આવોરે, તમ જેથી હોય તેને ઘેર જાઓ; મોહન મહેલ તમે શીદ આવો રેટેક.

મારૂ વગોણું ગામમાં થાયછેરે, સાસુનણદી મેણાં દેઇ જાયછેરે,
પરરૂચો પીળીડોતે જીવડો ખાયછે, મોહન. ૧

હુંતો મોટા માબાપની છોરીરે, મને ન કહેશો ગોરી ગોરીરે,
મારી ગાળ ખાશો કઠોરી, મોહન. ૨

લોક કહાડે અમારો વાંકરે, તારી સોબતે ચડીએ ચાકરે,
મારા મા બાપનું જાય નાક. મોહન ૩

કાના શું મહેનત કરે મથીરે, તું વેર ન કર સરવથીરે,
અમે તારે હાથ આવવાનાં નથી. મોહન ૪

હજી લાજમાં હુંતો રહીશરે, ઝાઝુ થાશેતો સસરાને કહીશરે,
ત્યારે માર ખાઇને તું જઇશ, મોહન. ૫

એવાં વચન કહ્યાં કાઠાંરે, લાગ્યાં વલભના સ્વામીને માઠાંરે,
નારીને ગાળ દેઇને નાઠા. મોહન. ૬

## ગરબી ૧૭

વાલા રહો વેગળા ભાળો ખાશોરે, હરી ઠગણા ઝાઝા નવ
થાશો; વાલા રહો વેગળા ભાળો ખાશોરે, ટેક

કાના તમેછો નંદનાલાલારે, કાના સરવે ગોપીઓના વાલારે,
અમને નહી ગમે એવા ચાળા; વાલા. ૧

કાના જુગમાં નહી તારો જોડોરે, મેલીદ્યોને અમારો અંબોડોરે,
કાના કંચુકી મારી છોડો; વાલા: ૨

મારે માથેથી બેડલું ફુટશે, મારા ચોટલાની લટ છુટશે રે,

મુકો કાંચળડી કસ તુટશે; ।   વાલા. ૩
કાના ઉડમસ્તી મેલો ઝાઝી રે, અમો અબળા ન થઈએ રાજીરે'
તારી સોબતે મરીએ લાજી;   વાલા. ૪
મારી વાત સુણીને મોરારી રે, અમે નથી કોએની નારીરે,
વાલા હુંતો છું બાળ કુંવારી;   વાલા. ૫
તેના કરતા જો રાખો મહેર રે, તોતો આવજો મારે ઘેરરે,
આપણ કરીશું લીલા લહેર,   વાલા. ૬
ત્યારે વચન લીધું સુંદીરશામેરે, અબળા ગઈ પોતાને ધામેરે,
કરી વીનંતિ વલભરામે, વાલા રહો વેગળા ગાળો ખાશો રે. ૭

## ગરબી ૧૯

### રાગ મહોરમનો

ઘેલી કરીરે ઘેલી કરી, આજ શ્રી કૃષ્ણે મને ઘેલી કરી.
કાંઈ પણ જાદુ કૃષ્ણે કરયું, તેથી ગાંડી થઈ ખરેખરી, આજ.
એની પુંઠે હું ફરૂં છું નિંદા, પણ મોહું દેખીને જાઉછું ઠરી; આ.
કાનાની સોબતમાં લાજ મેલી, માબાપથી પણ નવ્ય ડરી; આજ.
અંતે કનૈયાએ રઝળાવ્યા અમને, સ્નેહ કરીને લીધી છેતરી; આ.
એતો અમોને નથી બોલાવતો, પણ હું તો રહીશું ધ્યાન ધરી; આ.
એના વગર મારે નથીરે ચાલતું, મોહું જોઉછું ફરી ફરી; આ.
રાત દહાડો એનું ધ્યાન જ લાગ્યું, પ્રેમની પીડાએ જાઉછું મરી; આ.
વ્યાસ વલભનો નાથ છે કપટી, અંતે મુજને પરહરી; આ.

—:o:—

## ગરબી ૧૯

મારગે મળીયારે મારગે મળીયા, આજ શ્રીકૃષ્ણ મને મારગે મળ્યા,
તરફોડા કરી બોલાવ્યા અમને, એટલે કૃષ્ણજી કળકાલ્યા; આ.
અમે જાણ્યું જે રીસ ચડાવશે, પછી ખાળવા માંડ્યા તોપણ નવ મળ્યા
અમે કહ્યું કે આમ શું કરો છો, નંદકુંવર આવડા શું વણસ્યા, આ.
અમ ઊપર શો ક્રોધજ લાગ્યો, શું સમજી છોગાળા છળ્યા; આ.
પછી અમે કરગરી કરી વિનતિ, ત્યારે દુખ દરીયાના દન ટળ્યા આ
એહ પુરૂષનો સંગ વાલો લાગ્યો, બીજા પુરૂષના સંગ બળ્યા; આ.
અતડાને અતડા પહેલા રહ્યા'તા, હવે તો અમારા સંગમાં ભળ્યા
વંદ્રાવનની કુંજગલનમેં, રંગ ભોગ રમવા વીઠલ વળ્યા; આ.
સારો દીવસ મારે આજનો ઉગ્યો, ફોસલાવતામાં તરત ફળ્યા;
બ્યાસ વલભનો નાથ પ્રાણનાથજી; ગોકુળમાં પછી પ્રીતે પળ્યા; આ.

## ગરબી. ૨૦

ગોળી ફોડીરે ગોળી ફોડી, જુઓ જસોદા ગોળી ફોડી,
છાનામાના મારૂં માખણ ખાધું, છાશતો પીધી થોડી થોડી; જુ.
ગાયની ગમાણમાં આવીને પેઠો, વાછડી એણે છાની છોડી; જુ.
ગેડીરે લઈને શીકામાં ભેરવી, આ ચકો મારી નાખ્યું તોડી; જુ
નિશાનો બંધ બતાવુંછું તમને, આવ્યોતો કાળી કામળી ઓઢી; જુ
ગોકુળના ગોવીંદ એવું બોલે, બ્યાસ વલભ કહે કરજોડી; જુ.



ગરબી. ૨૧

રસ્તે શું રોકો રસ્તે શું રોકો, આઘા રહો કાના રસ્તે શું રોકો.
રસ્તે રોકવાની ટેવ પડીછે, દુર રહો નહી તો પાડુ પોકો; આ
કાળા કાંબળાથી નહી ડરવાના, બીવરાવવા શું રાખ્યો ધોકો; આ
ધિર ધિરે બહુ બોલવું શીખ્યા છો, પારકી નારીને શીદ ટોકો; આ
મારગમાં મને હેરાન કરેછે, આવોરે ગોકુળ ગામના લોકો; આ
વ્યાસ વજભતા નાથને પકડો, એ ચાર મળીને મારો ઠોકો; આ

ગરબી ૨૨

અદકીય મોહોબત તોડી, એ દરદી દીવાના. એ રાગ
જુઓ જુઓ જસોદા માવડી,
તારો કાનો છાનો માનો છોડી ગયો ગાવડી; ટેક
તારા દીકરાનું જોર ઝાઝું, એણે ઉડમસ્તી કીધી,
મારી વાછડી છોડી છાની, ને ધવરાવી દીધી;
તમે ચઢાવી મેહેલો મોટે, ત્યારે એની રમત આવડી; તા
મેં ગાયને ગોતર મેલ્યું, પછી ઘરમાં હુ ગઈતી,
કાંઈ પણ જાણતી નહોતી, કાનો આવ્યો કહીંથી;
એ ગાયને છબીલે છોડતાં, ભાગી ગોતાની તાવડી; તા
જસોદા કે સાચુ ન માનું, તુ શું કેહેવા આવી,
તારે હેવો તો કપડો તો, કપમ નીશાની ન લાવી;
નારી કહે વલ્લભના નાથની, હવે કાઢી બાકીય પાવડી; તા

## ગરબી ૨૩

સાહેલી જો શોભા સુંદીર શામની,
એ રણછોડનું રૂપ દેખી, સુજ ન પડે કામની; ટેક.
એ રંગીલાને રૂપે લાગ્યો ચટકો,
શોભે સારી ગતી જોઈને બાલનો લટકો;
એણે ગાંડીને ઘેલી કીધી, ગોપી ગોકુળગામની; એ. ૧
એ કૃષ્ણ મને જો માને, તો પ્રેમે જમાડું,
એ રંગીલાને શાળીને રંગે રમાડું;
મારા મનની કળપના ટળે, જો મુજ ઘેર રહે જામની; એ. ૨
એ પ્રભુ પાતળીયો પ્યારો, એક વાર આવે હાથમાં,
તો પછી જાવા ન દેઊં રાખુ સખી સાથમાં;
એને મારો કરીને લેઊં, વીનંતિ વલભરામની; એ. ૩

## ગરબી ૨૪

કૃષ્ણ કેમ બંસી વગાડી, મધરાતને સમે મને શીદ જગાડી; ટેક.
તારી બંસીનો સ્વર સુણી થઈ ગાંડીને ઘેલી,
હું તરત નીકળી બારણે આવીછું દોરેલી;
તારી બંસી બોલી મીઠી, મને મોહની લગાડી; મ. ૧
તારે માથે મુગટ શોભે, તારી લટક લટકાળી,
તારી ચાપણનો છે ચાળો, આંખલડી અણીઆળી,
તારા ઘણા મોહ લાગ્યો, આવી ઉભી અગાડી; મ. ૨

હું આવીશું છાનીમાની, મને ડર ઘણો લાગે,
તારી વાંસળડીનો શબ્દ મારે કાળજડે વાગે;
તોએ કનૈયા ન આવ્યો, મારી કહેમને ઠગાડી; મ. ૩
કાના કેમ તું હવે ન બોલે, આંઝું શું કહીએ તમને,
રાજ રીસાવું હોય તો ન જગાડશો અમને;
ઓ વ્યાસ વલ્લભના સ્વામી, મારી નિંદ્રા બગાડી; મ. ૪

ગરબી ૨૫

સરખી શાહેલી દેખો મોયકુ ઘેલી કીની,
મેં ભરજોબન વા વાલી, કૃષ્ણે લુંટી લીની. ટેક
મથુરાકે મારગ મીલાયા, મોયકું અધવચ લુંટી,
કૃષ્ણે કમરસે પકડી, ચોળીકી કસ તુટી;
ફીર મોયકું ખુબ સતાઈ, સોમેને ગાલી દીની; મે. ૧
હાથ ઉપર ડારે મોયકુ ચુંબન કીના,
મેબાપ બાળકુવારી, સો કૃષ્ણે રસ લીના;
મેં હઠીલીએ હઠ કીતી, તો એ જોબન લીયા છીની; મે. ૨
ઊઠ ગયા હુસન મેરા, એ મીલો નંદલાલો,
સખી દેખણા હોય તો ફાન તો મેરી સંગ ચાલો;
એ બુરા વલ્લભકા સ્વામી, કરડારી રંગભીની; મે. ૩

ગરબી ૨૬

ઘેલી કીધી, નંદલાલ મન મોહ્યું, ઘેલી કીધી,

સોપી લીધી, બનાવી દીધી, નંદલાલ મન મોહ્યું,
નંદનાલાલની છબી છે સારીરે, એતો ચાલે લટકતી ચાલ; નં.
મને વાગી નેન કટારીરે, એતો બંનસીમાં મીલાવે તાલ; નંદ.
લાલની ભાલી ઘણી છે રૂપાળીરે, એની પતલીકમર લંબાબાલ.
વલભના નાથને નીત નીત મળીએરે,
પણ ઘરમાં સાસુડીનું સાલ; નંદલાલ મન મોહ્યું.

ગરબી. ૨૭

આઘો રહેને ઘનશામ ગાળ દેઈશું,
આઘો રહેને,દાણ તારૂં લેને, જાવા દેને ઘન શામ ગાળ દેઈશું ટેક
ઘનશામ શામળા શું હસે છેરે, અમે નહીકરીએ નીચ કામ; ઘન.
તારી સોબત અમને સારી ન લાગેરે, તુંતો ફરનારો ઠામો ઠામ;
બંસીવગાડી ને મોહની લગાડીરે, તેંતો બગાડયું ગોકુળગામ;
શાહુકાર હોયતો કોઈ તને મળેરે,પણ પાડયું તેં ધુતારામાં નામ;
આજથી તું તારે પાંશરો રહેજેરે, તારી વીનતી કરે વલભરામ.ઘન

નણંદ ભોજાઈનો ઝગડો. ગરબી ૨૮

બારે બાબ ભોજાઈ બાલ્યારે, નણદી ત્યાં બેઠાં જઈને,
હું તો સમજી છુંરે;કહેવાદ્યો તમારા ભાઈને. ૧
સામળીયા માટેરે, ફેરા તમે ફરોછો,
નંદને ઘેર જઈનેરે, ઉદમાતા કરોછો. ૨
તુંને છો મારા સાથેરે, પ્રીત ન કરો સરવરી,

અમે લાજી મરીએરે, હવે તમે નાના નથી. ૩
તમારે નથી મા બાપરે, રહેવુ છે ભાઇને આશરે,
આવા અવગુણરે, કેમ સમાશો સાસરે. ૪
વસ્ત્ર શણગાર પહેરો છો, તેની અદેખાઇ આવે,
રાઓછા આંખના ચાળારે, તે ધણીને ઘેર ફાવે. ૫
લોકની વાત સુણીરે, અમારૂ પેટ બળેછે,
રોજ જમનાની તીરેરે, તમને કૃષ્ણ મળેછે. ૬
અમ જોડે નહાવા આવતારે, સંગ કેમ ન કીધો,
કૃષ્ણનો સંગ કરવારે, નહાવા તમે નેમ લીધો. ૭
સાંજે ગાયોનું ધુર લઇરે, પ્રભુ જ્યારે આવેછે,
છાણનું બહાનું કાઢીરે, તમારે જવું ફાવેછે. ૮
ઉછાંછળા મેલીરે, સાસરે જાઓતો સારૂ,
અમે બહુ લજવાણારે, કહ્યું માનો મારૂ. ૯
તમારો ભાઇ જાણશેરે, તો જરૂર જીવ લેશે,
તોએ અમારેરે, કાળી ટીલી રહેશે. ૧૦
સુખે સાસરે જઈનેરે, ખાસી રીતે એલો,
પણ વલભના સ્વામીનીરે, હવે સંગત મેલો. ૧૧

ગરબી ૨૯

નણદી વઢ્યાં વાણીરે, ભોજાઈ છાના રહોને,
પહેલું પોતાનું વિચારોરે, પછી બીજાનું કહોને. ૧

તમે આટલું કહ્યુંરે, ત્યારે મુખે આણ્યુંછું,
હાથે કરી કયાં કેહેવરાવોરે, બધું હું જાણુંછું. ૨
સાંભળીયો છે તમારોરે, બળવાન ભરોંછો નથી,
પણ હું છું ઘરમાંરે, તેમાં મળાતું નથી. ૩
બીજી નારી કરતારે, તમારી જોટી ચાલછે,
હું નણદી નઠારીરે; તમોને મારૂં સાલછે. ૪
મારો ભાઈ જાય બારણેરે, ત્યારે હજુ મહીં આવે,
પણ હું પઈ મોટીરે, હવે એવું નહી ફાવે. ૫
નાની હતી ત્યારેરે, તમારી ફુલાની ફુલી,
મને તેડવા મોકલતારે, તે હું નથી ગઈ ભુલી. ૬
મારો ભાઈછે ભોળો રે, તમે ખાઈ ખલાસ કીધું,
પર પુરૂષને લાવીરે, બધું લુંટાવી દીધું. ૭
હવે કહીશ મારા ભાઈનેરે, પછી એ કેમ ચુકશે,
લડી વઢી ઝગડીરે, તમોને કાઢી મુકશે. ૮
પછી પીયર પેટ ભરજોરે, આ ઘેર રહેવાનું કઈછે,
વ્યાસ વલ્લભનો સ્વામીરે, તેતો મારો ભાઈછે. ૯
ખરો જોડ દયા રામેરે, સાસુ વહુનો રચાવ્યો,
ત્યારે નણંદ ભોજાઈનોરે, ઝગડો મેં મચાવ્યો. ૧૦

ગરબી. ૩૦

મારગે મચ્યો ઝગડોરે, શ્રી રાધા હજુ લડે,

ગોપીઓ થઈ ભેગીરે, કનૈયાને છંછેડે. ૧
આડીને અવળીરે, સરવે ગોપી ફરે,
છાનીને માનીરે, કહાનને આંગળી કરે. ૨
ઝબકી કુરે કનૈયોરે, ગોપી સૌ સુખ માણે,
કોઈ મુગટ ઉછાળેરે, કોઈ બંસી તાણે. ૩
હાથ ઝાલીને ખેંચેરે, કોઈ આઘા ઠેલે,
ખણે કુખમાં ચોઠીરે; માથે તરણાં મેલે. ૪
કાનો બહુ ગભરાયોરે, આડુ અવળુ ફરી જુવે,
કોઈ હાથ ન આવીરે, ત્યારે કાલુ બોલી રૂવે. ૫
અલી મને રડાવ્યોરે, મારી માને કહેવાદ્યો,
ત્યારે સૌ સખી બોલીરે, સૈયર હવે રહેવાદ્યો. ૬
પછી ગોપી થઈ અળગીરે, કહાન સૌના ચીતહરે,
વ્યાસ વલ્લભનો સ્વામીરે, એવાં ચરીત્ર કરે. ૭

## ગરબી ૩૧

સાંજ પડે સામળીઓરે, સણગાર સજીને ગયા,
ગોપી સૌ બેઠીરે, ત્યાં જઈ ઊભા રહ્યા. ૧
ત્યારે ગોપી સૌ બોલીરે, મોહન માખણે રાચ્યો,
પેટ ભરીને દઈએરે, અમારી આગળ નાચ્યો. ૨
કાનો કહે હા નાચુરે, એટલે બીના છેપા આપ્યા,
તાલ મૃદંગ ઢોલકરે, સરોદા સેરણઈ લાવ્યા. ૩

ગો વૃંદે બાંધ્યું ઘુઘરૂરે, ગોપીકાને સારૂ લાગે,
સંરોદો સુરમા આંહેરે, તાંસ તંબુરો વાગે. ૪
ત્રતીતાંગ થાય પડતીરે, ઝડતી આવે તાલ તાળી,
કેડ હાથ દઈનેરે; નાચે શ્રી વનમાળી, ૫
આહા કરે અતીરે, નેનને નચાવે,
કરે પાપણ ચાળોરે, ખડી ધુમ મચાવે. ૬
ઘુઘરાની ગતોરે, શ્રી ગીરધારી કાઢે;
ઘુંઘું ઘુંઘું નાચેરે, છછીછાછા માન્ય પાડે. ૭
ગોપીઓ થઈ ખુશીરે નટવર નાગર રમે;
વ્યાસ વલભના સ્વામીરે, માગીને માખણ જમે. ૮

ગરબાના દાહડાની તથે. ૩૨

પડવાની પણ પ્રીત એ રાગ.

આસોમાસના દન રૂડા આવ્યારે,
આ લોકને બહુ ઉમંગ ઝવેરા વાવ્યારે,
પરથમ પડવે મન નવ્ય ચોરાવેરે,
આ ગરબા ઘેરે ઘેર લોક કોરાવેરે. ૧
બીજે બૈરાં માને ખુશી થાયછેરે,
આ સગા વહાલાને ઘેર ગાવા જાયછેરે. ૨
ત્રીજે તમામ બાળ વાહાલાં લાગેરે,
આ કરી તેલ ધુપેલ બહાનો માગેરે. ૩

ચાંદથી ચતુરા નાર ગાય હેત આણીરે,
આ તે દહાડે આખી રાત પૈડુઆય લાણીરે. ૧૪
પુનમે પુરેલ ચંદ્ર માણેક ઠાણીરે,
આ જોવા ચંદની રાત જાય નર નારીરે. ૧૫
આ પેહેર તથોના નામ ન કોઇ જાણીરે,
આ કહે છે વલભરામ સુખીયા પાણીરે. ૧૬

બાર મહીના. ૩૩

પડવાની પણ પ્રીત જતમત ભુલીરે. એ રાગ.

કારતક માસે કૃષ્ણ અહીયા આવોરે,
આ જોયું જોષીએ પ્રમ હેતજ લાવેરે. ૧
માગસરે મોહન ઘેર પધારોરે,
આ જસોદાના નંદ હેત વધારોરે. ૨
પોષે પુરશોતમ ઉચો જમાડુંરે,
આ તમને મારા સમ આવો રમાડુંરે. ૩
માહા મહીને મોરાર ઘરમાં પેસોરે,
આ નંદજીના કુમાર પાનડે બેસોરે. ૪
ફાગણ ફગુઆ એલ ખુશીથી એસોરે,
આ કરો રંગ રેલ મુમત મેલોરે. ૫
ચૈતરે ચતુભૂજ રાજી થઇએરે,
આ મને પડે હોઇ સુજ ગીતા ગાઇએરે. ૬

વૈશાખે વા વાંય ભેગા રહીએરે,
આ રાત ઝગારે જાય હવા ખાઈએરે. ૭
જેઠે જગજીવન જીવડો જાયછે રે,
આ જુઓને ગગન વાદળાં થાયછેરે. ૮
અશાડે અલબેલા નાથ આવો ઠમકેરે,
આ ડરૂંછુ ગાજે હાથ વીજળી ચમકેરે. ૯
શ્રાવણે સારો રંગ સોભા જુવોરે,
આ ઢાળી મેલ્યો પલંગ આવી સુવોરે. ૧૦
ભાદરવે ભર મેઘ ઘનનન ગાજેરે,
આ ધાંય વીજળીના વેગ કાટકા વાજેરે. ૧૧
આસો અજવાળી રહેન નરનાર મળીયારે,
આ ચાલ્યા ચતુરના સહેન દુખડાં ટળીયારે. ૧૨
બારે માસના નામ જે કોઈ ગાસેરે,
આ કહેછે વલભરામ સુખીયા થાશેરે. ૧૩

### સાખી ૩૪

એસા કેડા મારા રાજ્ય, કાન મારો મેલાને કેડો;
છોડો છેડો મારા રાજ, કાન મારો મેલાને કેડો. ૮૭.
વાલા ન રોકો વાટમાં, શીદ કરાવો આળ;
સમજીને રહો વેગળા, નહીતો ખાશોજી સુખડાની ગાળ. ૮૮
કાના કપટ કપમ કરો, મોકું શું પલકાય;

પહેલું હતું હેતંકું, એવું ન રાખ્યું;
કળવે ગળે હાથ ફેરલી, આગી તું ઢુંપી નાખ્યું. કાના. ૫
એવી વીનતી સાંભળી, હરી બેઠા અબળા સાથ,
દુખ ભાગ્યું દયાળજી, એતો વ્યાસ વ્રજવના નાથ. કાના. ૬

ગરબી. ૩૬

પીઉરા ન જાને મોરી પીર એ રાગ.

સાંભળિયે શ્રીખ સાન, સાન, સનનન, સાંભળિયે શ્રીખી સાન.
કાનુડાની બંસી સુણી, બની ગઈ બેભાન,
ભાન, ભનનનનનનન. સાંભળિયે. ૧
પાસે આવી હેતજ લાવી, વાલે ખવડાવ્યું પાન,
પાન, પનનનનનનન. સાંભળિયે. ૨
ઘુઘરૂ ખળખવે ને નેન બતાવે, ઉડાવે ખુબ ખુબ તાન.
તાન, તનનનનનનન. સાંભળિયે. ૩
તાળ બંધ ચારૂ મુંજને સાથે, પાડે માન પરમાન,
માન, મનનનનનનન, સાંભળિયે. ૪
વ્યાસ વ્રજના નાથ બિહારી, એ મારા જીવ જાન,
જાન, જનનનનનનન. સાંભળિયે. ૫

સાત વાર. ૩૭

રવીવારે રણછોડ દીઠા સાહેલીરે,
એના મુખ્યલાગે મીઠા થઈ ઘેલીરે. ૧

સોમે સુંદીરશામ ગાવા સાહેલીરે,
મારા દુખ દરીપાના દન ટાલ્યા થઈ ઘેલીરે. ૨
મંગળે મોહનજી આવ્યા સાહેલીરે,
મુખ થકી મોરલી બાજાવ્યા થઈ ઘેલીરે. ૩
બુધે બળદેવના ભાઈ સાહેલીરે,
બીરાજ્યા મારા મહેલ ગઈ થઈ ઘેલીરે, ૪
ગુરૂએ ગોવીંદ ગીરધારી સાહેલીરે,
એને મુગટ શોભારીર શારી થઈ ઘેલીરે, ૫
શુક્રે સામળીઓ રૂઠયા સાહેલીરે,
મારી નેતે લડીને ઊઠયા થઈ ઘેલીરે. ૬
શનીએ સુત એ નંદ તણા સાહેલીરે,
મારે ઘેર કરયો ફંદ ઘણા થઈ ઘેલીરે, ૬
સાતે વાર સમજી ગાશે સાહેલીરે,
તેના દુખ દળદર જાશે થઈ ઘેલીરે. ૭
એ શોભા સુંદર શામની સાહેલીરે,
આ વીનતી વલભરામની થઈ ઘેલીરે.

## ગરબી ૩૮

આલીપા આલીસમા અતી ઉતાવળો. એ રાગ.

સુરજ દેવતા તું જા વેહેલા આથમી,
આજે મારે ઘેર આવસે નંદકુમારજો,

આજરે દીવાળીનો દન મારૂરે;
તેથી તું આપમતા ન કર વારજો. સુરજ. ૧
બીછાનું બીછાવીને મ મેલીયું,
તે બીછાનું મોટું ગજવાળું જો;
સાંજ પડે ને ઉગે મારો ચંદ્રમા,
એટલે મેહેલમાં કરૂ દીવે અજવાળું જો. સુરજ. ૨
શામ માટે મેં સેજડી ફુલડે પાથરી,
કરી મેલ્યા છે જમવા પાંચ પકવાન જો;
આ બાજોઠે આવીને બીરાજશે,
ધીરે ધીરે આરોગશે શ્રી ભગવાન જો. સુરજ. ૩
પીવા રૂપના પ્યાલા જળે ભરયા,
રમવા માટે માંડી છે ચોપાટ જો;
પવન ખાવા મેલી છાડ્યો વીંઝણો,
હીંચવા માટે બાંધી હીંડોળા ખાટ જો. સુરજ. ૪
આશા ભરેલી હું તો બેશી રહી,
અગાશી આવશે છેલ કનૈયો કાન જો;
લવીંગ ઈલાયચી જાયફળ લાવી મેલીયાં,
મેલી છે જાવંત્રી સોપારી પાન જો, સુરજ. ૫
એવે સુરજ દેવતા અસ્ત પામીઆ,
સાંજ પડી ને આવ્યા સુંદીર શામ જો;

એ અમળાએ માળીએ ઝીવ્યાં દીરડા,
વળી વળી વીંટવે છે વલભરામજી. સુરાજ. ૬

## ગરબી. ૩૭

પ્રેમની પીડા કોને કહીએ રે મધુકર એ રાજ,
આવોની આવોની આવોની હોરીરે રાજ,
મારે મંદિરે તમે આવોની. ટેક.
ભગવાન પકવાન પીરસી મેલ્યાં છે,
આનંદે બેસીને આવોની હોરીરે રાજ. આવોની. ૧
તારીરે બંસીમાં મોહની ભરી છે,
મધુર મધુર તેમાં ગાવોની હોરીરે રાજ. આવોની. ૨
બીજી નારીના વાયદા રહેવો,
પણ આજ ત્યાં નવ જાઓની હોરીરે રાજ. આવોની. ૩
તમ માટે મેં બીછાનું બીછાવ્યું,
સેજે પોઢી સુખીયા થાઓની હોરીરે રાજ. આવોની. ૪
પ્રેમરસ પ્યાલો પ્રેમથી પીઓ,
અમિત રસ મને પાયોની હોરીરે રાજ. આવોની. ૫
વ્યાસ વલ્લભનો નાથ બીહારી,
હું રંકના પાતક સાહોની હોરીરે રાજ. આવોની. ૬

સમાપ્ત.